आचार्यश्रीजीवदेवसूरिरचितः

समुद्रसूरिरचितया पञ्जिकया सहितः

# जिन-स्नात्र-विधिः ।

तथा

वादिवेताल-श्रीशान्तिसूरि-विरचितः

श्रीलाचार्य(वरयादित्य)रचितया पञ्जिकयोपेतः

# अर्हदभिषेकविधिः ।

卐

गूर्जरानुवाद-प्रस्तावना-विषयप्रदर्शन-परिशिष्टादिभिः

परिपुष्ट सम्पादकः-

भगवान्श्रेष्ठितनुजः पण्डितोपाह्वो लालचन्द्रः ।



प्रयोजकः-

श्रेष्ठी श्री अमृतलाल कालिदास दोशी, बी. ए.



प्रकाशकम्—

जैनसाहित्य-विकास-मण्डलम्

वीलेपारले, मुंबई-५६ (A. S.)

प्रकाशक:
सुबोधचन्द्र नानालाल शाह
मन्त्री, श्रीजैन साहित्य विकास मण्डल
११२, स्वामि विवेकानंदमार्ग,
वीलेपारले (पश्चिम) मुंबई-५६ (A. S.)

प्रथमं संस्करणम्--५०० प्रतयः
मूल्यम् रू. २-००
विक्रमसंवत् २०२१
खिस्ताब्द १९६५

मुद्रकः
शाह गिरधरलाल फूलचन्द
साधना मुद्रणालय
दाणापीठ, भावनगर (सौराष्ट्र)

# પ્રકાશકીય નિવેદન



શ્રી જૈન સાહિત્ય વિકાસ મંડળના સત્તરમા ગ્રન્થ જિનાભિષેક–'શ્રીજિનસ્નાત્રવિધિ તથા અર્હદભિષેકવિધિ'નું પ્રકાશન કરતાં અમોને અત્યન્ત આનન્દ થાય છે.

'શ્રીજિનસ્નાત્રવિધિ તથા શ્રીઅર્હદભિષેકવિધિ' જેવા ઉભય ગ્રન્થોનો સમાવેશ કરતી આ પુસ્તિકા નાની હોવા છતાંય પરમતારક શ્રીજિનેશ્વર ભગવંતના સ્નાત્ર-પ્રસંગનું આલંકારિક વર્ણન સાથે પ્રાચીન વિધિ પર સુંદર પ્રકાશ પાડે છે અને અનેક શંકાઓનાં સચોટ સમાધાનો આપે છે.

મૂળ 'શ્રીજિનસ્નાત્ર-વિધિ' એ ૪૮ ગાથા-પ્રમાણનો ગ્રન્થ પ્રાકૃતભાષામાં છે અને 'શ્રીઅર્હદભિષેકવિધિ' એ ૯૮ ગાથા-પ્રમાણનો ગ્રન્થ સંસ્કૃતભાષામાં છે. અને તે બન્ને ગ્રન્થો પ્રાચીન સંસ્કૃત પંજિકાઓ સાથે તથા ગુજરાતી ભાષાંતર સાથે પ્રકટ થાય છે. ઉભય ગ્રન્થોનું નિર્માણ થયે એક હજાર વર્ષથીય વધુ વર્ષો વીતી ગયાં છે.

—ઉપર્યુક્ત ગ્રન્થોનો ગ્રન્થાર્થ અને પંજિકાર્થ સાથેનો તલસ્પર્શી પરિચય, આ ગ્રન્થના સંપાદક, અનુવાદ

પ્રાચ્યવિદ્યા-મન્દિર, વડોદરાના નિવૃત્ત 'જૈનપણ્ડિત' શ્રીયુત લાલચન્દ્ર ભગવાન્ ગાંધીએ વિસ્તૃત પ્રસ્તાવના દ્વારા આપ્યો છે. ગ્રન્થનું વાચન શરૂ કરતાં પહેલાં તે વાંચી જવાની ખાસ વિનંતિ કરીએ છીએ.

—આ પુસ્તિકાની વસ્તુ એટલી ઉત્તમ કોટિની છે કે જે કોઈ ભવ્યાત્મા તેમાં દર્શાવેલ ઉપાસનાનું રહસ્ય પોતાના જીવનમાં ઉતારશે, તો તે દીર્ઘ સંસારને અવશ્ય ટૂંકો કરશે.

તા. ૭-૧-૧૯૬૫
વીલેપારલે
મુંબઇ-૫૬

લિ. સેવક,
સુબોધચન્દ્ર નાનાલાલ શાહ
મંત્રી, જૈન સાહિત્ય વિકાસ મંડલ



## श्रीजिनाभिषेक-प्रतिकृतिः ।



"अभिषेकपयोधारा, धारेव ध्यानमण्डलाग्रस्य ।
भवभवनभित्तिभागान्, भूयोऽपि भिनत्तु भागवती ॥"

—वादिवेताल श्रीशान्तिसूरि.

[—જુઓ અર્હદભિષેકવિધિ પૃ. ૭૪]

ધ્યાનરૂપી ખડ્ગની ધાર જેવી, ભગવંતના અભિષેક-જલની ધારા, સંસારરૂપી ભવનની(ફરી ફરી જન્મ-જરા-મરણ-ધારણની) ભીંતોને(કર્મોને) ભેદનારી બનો.

# પ્રસ્તાવના

આજથી ૧૧ વર્ષો પહેલાં–વિ. સં. ૨૦૦૯માં આ સંસ્થા તરફથી પ્રકાશિત પ્રતિક્રમણ સૂત્ર–પ્રબોધટીકાના ત્રીજા ભાગમાં નિવેદન [પૃ. ૧૧]માં જણાવવામાં આવ્યું હતું કે 'જિનાભિષેક' નામનું એક બીજું પુસ્તક તૈયાર થઈ રહ્યું છે.

પ્રસ્તુત પુસ્તક દસકા પછી હાલમાં પ્રકાશિત થઈ જિજ્ઞાસુઓના કર–કમલમાં સાદર થાય છે–એથી પણ વાચકોને પ્રસન્નતા થશે. 'શ્રેયાંસિ બહુવિઘ્નાનિ' એ અનુભવી વચનની આમાં પ્રતીતિ થાય છે. કાલ–પરિપાક થતાં વર્ષોનો સંકલ્પ સિદ્ધ થાય છે–એથી આનંદ થાય–એ સ્વાભાવિક છે.

## તાડપત્રીય પ્રતિ–પરિચય

આ ગ્રંથમાં એક જ વિષયની છતાં જુદી જુદી શૈલીથી રચાયેલી, હજાર વર્ષથી અધિક પ્રાચીન પ્રાકૃત, સંસ્કૃત બે કૃતિઓને સંયુક્ત કરી મૂકવામાં આવી છે, તે સાતસો વર્ષ જેટલી જૂની જણાતી જીર્ણ–શીર્ણ થતાં સદ્ભાગ્યે સુરક્ષિત રહેલી આધારભૂત મુખ્યતયા એક જ તાડપત્રીય પ્રતિ પરથી ઘણા પરિશ્રમથી, સાવધાનતાથી ઉધ્ધૃત થઈ પ્રથમવાર પ્રકાશમાં આવે છે–એ પ્રતિનો પરિચય આ પ્રમાણે છેઃ—

છાણી(વડોદરા)ના જૈન જ્ઞાનમંદિરમાં, સદ્ગત પ્રવર્તકજી શ્રી કાન્તિવિજયજી મહારાજના શાસ્ત્ર-સંગ્રહમાં (નં. ૧૧૨૨માં) રહેલી લીલા મખમલ–મઢેલા તેના માપના સુંદર ડાબડામાં સુરક્ષિત આ તાડપત્રીય પ્રતિ, ૧૩"x૧॥॥" ઈંચ જેટલાં લંબાઈ–પહોળાઈવાળાં ૮૭ પત્રોમાં મનોહર સ્થૂલ અક્ષરોથી લખાયેલી છે.

તેના પ્રત્યેક પત્રમાં બન્ને બાજૂની મળી ૬ થી ૮ પંક્તિયોમાં પડીમાત્રા'અગ્રમાત્રા)વાળી દેવનાગરી લિપિમાં લેખન છે. કેટલાંક પત્રોની

પહોળાઈ સહજ ઓછી હોવાથી ૬ પંક્તિયોમાં અને બીજામાં ૮ પંક્તિયોનો સમાવેશ છે. કેટલાંક પત્રોમાં ૭મી; ૮મી પંક્તિ સ્થલ-સંકોચને લીધે અર્ધી અર્ધી ઉપર-નીચે સમાવેલી છે.

તેમાં પ્રત્યેક પંક્તિમાં પ્રાયઃ ૫૨ થી ૫૪ અક્ષરો સમાવ્યા છે. ચારે બાજૂ થોડી થોડી જગ્યા ખાલી રાખેલી છે. પત્રોમાં વચ્ચે દોરો પરોવી શકાય માટે એકેક છિદ્ર કરેલ છે, પરન્તુ હાલમાં તે દોરાથી પરોવેલ નથી, તેમ જ તાડપત્રીય પોથીયોમાં આગળ-પાછળ બન્ને બાજૂ હોય છે, તેવી લાકડાની પટ્ટીઓ સાથે નથી, પરન્તુ સાદા કાગળથી વેષ્ટિત છે. કેટલાંક પત્રોમાં છિદ્રની આસપાસ કમલ(પત્ર ૧૬), સ્વસ્તિક (પત્ર ૧૭) વગેરે મંગલ કલાકૃતિ પણ આલેખેલી છે. આ પ્રતિને નં. ૧૧૨૧ની તેવા માપની બીજી પોથી સાથે રાખેલી છે.

આ પ્રતિનાં પ્રારંભનાં થોડાં પાનાં કિનારથી ખંડિત થઈ ગયાં હોવાથી કેટલોક અક્ષરોવાળો ભાગ પણ ગયેલ છે. પ્રથમનાં ૩ પત્રોની કિનાર ૧। ઈંચ જેટલી ખંડિત છે, પહેલા પાનાના બે કકડાને પારદર્શક કાગળથી જોડવામાં આવેલ છે અને જીર્ણ શીર્ણ કિનારોના અક્ષરોને જોડેલી કાગળ-કાપલી ઉપર ઉતારેલ છે.

પ્રાચીન જ્ઞાન-ધનના મહાન્ સંરક્ષક, સંગ્રાહક સદ્‌ગત પ્રવર્તકજી શ્રીકાંતિવિજયજી મહારાજના સાહિત્ય-સંશોધક વિદ્વાન્ શિષ્યરત્ન સ્વ. ચતુરવિજયજી મહારાજની જન્મભૂમિ છાણી હોય, તેમના સ્તુત્ય પ્રયત્નથી આ પ્રતિ આવી રીતે ત્યાં સુરક્ષિત છે. તેમના શિષ્યરત્ન વિદ્વદ્વર્ય પુણ્યવિજયજી મહારાજ પણ ગુરુવર્યોના સાહિત્ય-સંશોધન-સંરક્ષણના પુણ્યકાર્યમાં સહકાર આપતા આવ્યા છે. વડોદરા, છાણી, લિંબડી, જામનગર, પાટણ, ખંભાત, જેસલમેર, અમદાવાદ આદિસ્થળોના પ્રાચીન જ્ઞાન(ગ્રંથ)-ભંડારોની રક્ષા-સુવ્યવસ્થા સાથે શતાધિક પ્રાચીન ગ્રંથ-રત્નોનું સંપાદન-પ્રકાશનનું પ્રશંસનીય કાર્ય એ ત્રિપુટી ગુરુ-શિષ્ય-પ્રશિષ્યના આજીવન પ્રયત્નને આભારી છે-એમ પ્રાસંગિક કહી શકાય.

—પ્રસ્તુત તાડપત્રીય પ્રતિ આ ગ્રંથ-પ્રકાશન-સદુપયોગ માટે ધીરવા માટે ઉપર્યુક્ત આગમપ્રભાકર મુનિરાજ શ્રીપુણ્યવિજયજીનો, તથા છાણી-જૈન જ્ઞાનમંદિરના વ્યવસ્થાપક, શાંતિસ્નાત્ર, પ્રતિષ્ઠા-વિધિ આદિ ક્રિયાના વિધિજ્ઞ શાહ સોમચંદભાઈ હરગોવિંદદાસનો આ સંસ્થા આભાર માને છે.

—આ પ્રતિના અંતમાં લેખન-સંવત્, લખાવનાર કે લખનાર સંબંધમાં કોઈ પ્રશસ્તિ, પુષ્પિકા કે માહિતી જોવામાં આવતી નથી, તેમ છતાં તેવી બીજી પ્રતિયો સાથે સરખાવતાં આ પ્રતિ અનુમાનથી સાતસો વર્ષો જેટલી પ્રાચીન જણાય છે. વિક્રમની ચૌદમી સદીમાં થયેલા પ્રભાવક શ્રીજિનપ્રભસૂરિએ દેવાધિદેવ-પૂજનવિધિમાં આ પ્રતિનો ઉપયોગ કર્યો હશે તેવી કલ્પના થાય છે; કારણ કે તેમાં સૂચવેલ પદ્યો આ ગ્રંથમાંનાં છે, તે અહિં પરિશિષ્ટ [૫] જોવાથી જણાશે. વિશેષમાં, આ પ્રતિમાં પત્રની બીજી બાજુ ડાબી તરફ જે અંક-સંખ્યા સાંકેતિક વિલક્ષણ લિપિમાં દર્શાવી છે, તે પણ તેની તેવી પ્રાચીનતા સૂચવે છે. તેમાં ૪ અંક માટે ર્ક, ૫ માટે તૃં, ૬ માટે ર્ફુ, ૭ માટે ગ્રાં, ૮ માટે ર્હ્રાં, ૯ માટે ર્હૃં, ૧૦ માટે લૃં, ૧૧ માટે ॰લૃં, ૧૪ માટે લૃં ર્ક, ૧૫ માટે લૃં તૃં, ૧૬ માટે લૃં ર્ફુ, ૧૭ માટે લૃં ગ્રાં, ૧૮ માટે લૃં ર્હ્રાં, ૧૯ માટે લૃં ॰ર્હૃં, ૨૦ માટે (થ) ૦, ૨૧ માટે થ ૧ તથા ૮૭ માટે ૦૭ ગ્રાં ચિહ્ન દર્શાવેલ છે. યથાયોગ્ય દર્શાવવા માટે તેવા ટાઇપો મળવા મુશ્કેલ છે, તેમ છતાં સામાન્ય ખ્યાલ માટે આવાં ચિહ્નો દર્શાવ્યાં છે.

લેખકની શૈલી સામાન્ય રીતે સંસ્કૃતશબ્દોમાં પંચમ અક્ષર-અનુનાસિકને બદલે અનુસ્વાર દર્શાવવાની છે, તેમ જ અંતના મ્ ને બદલે અનુસ્વાર લખવાની છે.

તાડપત્રીય પ્રતિમાં તાલવ્ય श જોઇએ ત્યાં દન્ત્ય स લખેલો જોવાય છે. જેમકેઃ—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| शाश्वत | જોઇએ | ત્યાં | सास्वत | शरद् | જોઇએ | ત્યાં | सरद् |
| शिला | ,, | ,, | सिला | शोमन | ,, | ,, | सोमन |
| शील | ,, | ,, | सील | श्मश्रु | ,, | ,, | स्मश्रु |
| शार्दूल | ,, | ,, | सार्दूल | उच्छलंती | ,, | ,, | उत्सलंती |
| शंसितः | ,, | ,, | संशितः | निःश्वास | ,, | ,, | निःस्वास |
| शुद्ध | ,, | ,, | सुद्ध | पंचाशत् | ,, | ,, | पंचासत् |
| | | | | ( सने બદલે श ) — | | | |
| | | | | छंदसा | ,, | ,, | छंदशा |

એવી રીતે व જોઇએ, ત્યાં ब અથવા प વંચાય છે. उपद् ને બદલે उवद् જોવાય છે. उववेस्खा ને બદલે उवपेक्खा જોવાય છે. त्रि ને બદલે तृ લખાયેલ છે. त्रिभुवन ને બદલે तृभु० લખેલ છે. आरत्रिक ને બદલે आरतृक લખેલ છે.

ઓ પછીના अ ને લુપ્ત (ऽ) ન દર્શાવતાં अ લખેલ છે-रागो अरतं લખેલ છે.

રેફ પછીના ણ, મ, મ, વ વગેરે વર્ણોને कर्ण्ण, गुरोर्गुरु, धर्म्म, पर्व्व, सर्व्व એવી રીતે દ્વિર્ભાવ કરીને લખેલ છે.

તાડપત્ર ૩૦ (૧) પંક્તિમાં જિન-સ્નાત્રવિધિ ગ્રંથ પૂરો થયા પછી, તે જ પંક્તિમાં 'ॐ नमः सर्वज्ञाय' મંગલાચરણથી બીજો ગ્રંથ અર્હદભિષેક-વિધિનો પ્રારંભ કરેલ છે.

આ તાડપત્રીય પ્રતિના પત્ર [૧], [૨૧], [૩૦] અને પત્ર ૮૭નો ફોટો નાના કદમાં લેવરાવી, બ્લૉક કરાવી ફોટો આ સાથે જોડવામાં આવેલ છે, તે પરથી મૂળ પ્રતિનો ખ્યાલ આવશે.

## બીજી નકલ

આ તાડપત્રીય પ્રતિની સં. ૧૯૬૪માં કાગળ ઉપર લખાવેલી-અંને ગ્રંથની જૂદી કરાવેલી નકલ વડોદરામાં શ્રી આત્મારામજી જૈન જ્ઞાન-મંદિરમાં-પ્રવર્તકજી શ્રીકાંતિવિજયજી મ૦ના શાસ્ત્ર-સંગ્રહમાં છે. ત્યાં [૧] નં. ૧૮૨૭ સ્નાત્રવિધિ (પ્રા.) ધૂમાવલિકા વૃત્તિ-સહિત પત્ર ૮ મૂ૦ જીનદેવસૂરિ, વૃ૦ સમુદ્રસૂરિ. શ્લો૦ ૨૫૦ જણાવેલ છે. અને [૨] નં. ૧૮૨૮ પર્વપંચાશિકા પંજિકાસહિત પત્ર ૧૪ (સં.) મૂ૦ શાંતિસૂરિ, પંજિકા-શીલાચાર્ય, શ્લોક-સંખ્યા ૬૦૦ નોંધ સાથે ત્યાંના સૂચિપત્રમાં જણાવેલ છે. એ બંને પ્રતિયોનો ઉપયોગ કરવા દેવા માટે શ્રીઆત્મારામજી જૈન જ્ઞાનમંદિર, વડોદરાના વ્યવસ્થાપકોના અમે આભારી છીએ.

પહેલાં પ્રેસકોપી આ નકલ(કાગળ-પ્રતિ)ના આધારે કરી હતી, પરન્તુ પાછળથી મૂળ તાડપત્રીય પ્રતિ મળી જતાં મુખ્યતયા તેના આધારે ફરી પ્રેસકોપી કરી આ બન્ને ગ્રંથોનું સાવધાનતાથી સંશોધન-સંપાદન કરવામાં આવ્યું છે.

જૈન શ્વે. કો. મુંબઈ તરફથી સન્ ૧૯૦૪-૫માં પં. હી. હં. દ્વારા જેસલમેર-ભંડારની પોથીઓનું જે લિસ્ટ કરાવ્યું હતું, તેમાં નં. ૭૨૨ થી ૭૬૨માં જણાવેલા ૪૩ ગ્રંથોનું સૂચન સદ્ગત ચી. ડા. દલાલે સન્ ૧૯૧૬માં બડા ભંડાર પોથી નં. ૧૫૦માં પટ્ટાવલી વગેરે શબ્દથી કર્યું હતું, વિશેષ માહિતી આપી ન હતી. સન્ ૧૯૨૩માં જેસલમેર-ભાંડાગારીય ગ્રંથ-સૂચિપત્ર (ગા. ઓ. સિ. નં. ૨૧)નું સંપાદન કરતાં અપ્રસિદ્ધગ્રન્થ-ગ્રંથકૃત્પરિચય (પૃ. ૬૫)માં એ ગ્રંથોનો નામાદિ-નિર્દેશ મેં પં. હી. હં.ના ઉપર્યુક્ત લિસ્ટમાંથી દર્શાવ્યો હતો. ત્યાં લે. સં. ૧૧૧૫ (?) શંકિત છે, તેમાં એવી રીતે નોંધ છે કે—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ધૂમાવલિકા | જયભૂષણસૂરિ | પત્ર | ૮, | શ્લો. | ૨૦૦ |
| સ્નાત્ર-પંચાશિકા | | " | " | " | " |
| આર્હદભિષેકવિધિ | વાદિવેતાલ શાન્તિસૂરિ | " | ૫ | " | ૧૦૦ |
| જિનસ્નાત્રવિધિ | " | " | ૩ | " | ૬૦ |

જૈન શ્વે૦ કૉ. દ્વારા સન્ ૧૯૦૯ માં પ્રકાશિત જૈન ગ્રંથાવલી (પૃ. ૧૪૯)માં ધૂમાવલિકા જયભૂષણ-કૃત, તથા તેની વૃત્તિને સમુદ્ર-સૂરિની જણાવી છે, તથા ત્યાં (પૃ. ૧૫૩ માં) અર્હદ્દભિષેકવિધિ ગ્રંથનું નામ સૂચવેલ છે.

બૃહટ્ટિપ્પનિકા—પ્રાચીન જૈનગ્રંથસૂચી, જે સન્ ૧૯૨૫ માં પૂનાથી સાક્ષરવર્ય શ્રીજિનવિજયજી દ્વારા જૈનસાહિત્ય-સંશોધક ત્રૈમાસિકમાં (વર્ષ ૧, અં. ૨ માં) પ્રકાશિત થયેલ છે, ત્યાં નં. ૬૩૭ થી ૬૩૯ માં વાદિવેતાલ શાંતિસૂરિની પર્વપંચાશિકાની વૃત્તિ શીલાચાર્યની, તથા ટીકા (૧) ધૂમાવલિકા અને ટી. (૨) કુસુમાંજલિ સમુદ્રસૂરિની એવા નામ સાથે ઉલ્લેખ છે.

પ્રો. હરિ દામોદર વેલણકર-સંપાદિત, પૂના ભાં. ઓ. રિ. ઈ. દ્વારા સન્ ૧૯૪૪ માં પ્રકાશિત જિનરત્નકોશમાં ધૂમાવલિકા પર્વપંચા-શિકા, પર્વપંજિકા એવા નામથી આ બન્ને ગ્રંથોનો ઉલ્લેખ કર્યો છે.

ડૉ ભાંડારકરના સન્ ૧૮૮૭-૯૧ ના હ. લિ. પુ. ના રિપોર્ટ ૬ માં, નં. ૧૦૦૩ માં જેને જિનાભિષેકવિધિ નામે જણાવેલ છે, તથા પ્રો પિટર્સનના સન્ ૧૮૯૨-૯૫ ના હ. લિ. પુ. ના રિપોર્ટ (૫)માં નં. ૯૨૫માં અર્હદ્દેવ-મહાભિષેક-વિધિ જણાવેલ છે, તે અહીં પ્રકાશિત થતો [૨] ગ્રંથ જણાય છે. પ્રયત્ન કરવા છતાં પૂના-ભાં. ઓ. રિ. ઇ. ની પ્રતિ મળી શકી નથી.

## [૧]
## આચાર્ય શ્રીજીવદેવની જિન-સ્નાત્ર-વિધિ

અહીં પ્રકાશિત થતા પ્રથમ ગ્રંથ જિનસ્નાત્ર-વિધિ (મૂળ)ના કર્તાનું નામ કવિએ સ્વયં દર્શાવ્યું નથી, પરન્તુ પંજિકાકારના કથન પ્રમાણે આચાર્ય 'જીવદેવ' વાસ્તવિક સમજાય છે. પં. હી. અને એને અનુસરી બીજે જણાવેલ 'જયભૂષણ' નામ યોગ્ય જણાતું નથી. આ ગ્રંથની

પંજિકા-વ્યાખ્યાના પ્રારંભમાં અને પ્રાંતમાં એની સ્પષ્ટતા કરેલી હોવાથી વાચકો એ વાંચી-વિચારી શકશે.

આ આચાર્ય જીવદેવ કોણ? એ ક્યારે થયા? તેનો પરિચય ક્યાંય મળે છે કે કેમ? આ ગ્રંથની રચના ક્યારે થઈ? તે સંબંધમાં અન્વેષણ કરતાં જણાય છે કે-માળવાના વિદ્યાપ્રેમી પ્રસિદ્ધ મહારાજા મુંજ અને ભોજના સમકાલીન, તેમની કવિ-સભાના ભૂષણરૂપ માનનીય મહાકવિ ધનપાલે સુપ્રસિદ્ધ મહાકવિ બાણ ભટ્ટની સં. ગદ્યબદ્ધ કાદંબરી કથા સાથે સ્પર્ધા કરતી જે તિલકમંજરી કથાની રચના કરેલી છે, જે નિ. સા. પ્રેસ, મુંબઈની કાવ્યમાલા નં. ૮૫માં સન્ ૧૯૦૩માં પ્રકાશિત છે. તેના પ્રારંભમાં પૂર્વકવિઓની રચનાઓનું સંસ્મરણ કરતાં ૨૪મું પદ્ય આ પ્રમાણે ઉચ્ચારેલું જોવાય છે:—

" प्राकृतेषु प्रबन्धेषु, रस-निष्यन्दिभिः पदैः ।
राजन्ते जीवदेवस्य, वाचः पल्लविता इव ॥ "

" ભાવાર્થ:-પ્રાકૃત પ્રબંધોમાં રસ ઝરતાં પદો વડે, જીવદેવની વાચાઓ (વાણી) પલ્લવિત થઈ હોય, તેવી શોભે છે.

એવી રીતે વિ. સંવત્ ૧૧૯૯માં કુમારપાલ મહારાજાના રાજ્ય-પ્રારંભમાં માંડલમાં પ્રાકૃતભાષામાં દસહજાર શ્લોક-પ્રમાણ રચેલા વિસ્તૃત સુપાર્શ્વનાથ-ચરિત્ર(સુપાસનાહ-ચરિય)માં લક્ષ્મણગણિએ પણ પૂર્વકવિઓનું સંસ્મરણ કરતાં પ્રાકૃત પ્રબંધ-કવિ શ્રીજીવદેવની વાણીની પ્રશંસા કરતાં જણાવ્યું છે કે—

" मंदार-मंजरिं पिव, सुरा वि सवणावयं सयं णिंति ।
पागय-पबंध-कइणो, वाणिं सिरिजीवदेवस्स ॥ "

—સુપાસનાહ-ચરિય ભા. ૧, ગા. ૧૧

[ પં. હરગોવિંદદાસ-સંપાદિત જૈન વિવિધ સાહિત્ય-શાસ્ત્રમાલામાં સં. ૧૯૭૪માં પ્ર. ]

ભાવાર્થઃ—પ્રાકૃત પ્રબંધોના કવિ શ્રીજીવદેવની વાણીને દેવો પણ મંદાર(કલ્પવૃક્ષ)ની મંજરી જેવી જાણીને સ્વયં શ્રવણ-પદ પર લઈ જાય છે-શ્રવણ પર ચડાવે છે-સાંભળે છે.

વિક્રમની ૧૧મી સદીના પ્રૌઢ મહાકવિ ધનપાલ દ્વારા અને બારમી સદીના મહાકવિ લક્ષ્મણ ગણિ દ્વારા પ્રશંસિત-તે પૂર્વે થયેલા આચાર્ય શ્રીજીવદેવના પ્રાકૃત પ્રબંધો વર્તમાનકાળમાં ઉપલબ્ધ થતા નથી, તેમ છતાં પ્રાપ્ત થયેલ ૫૪ ગાથા-પ્રમાણ આ લઘુકૃતિ-જિન-સ્નાત્ર-વિધિ પણ તેમની શ્રેષ્ઠ કવિત્વ-શક્તિને-ઉચ્ચ પ્રતિભાને સૂચિત કરે છે.

કવિએ ભગવાન્ મહાવીર જિનના સ્નાત્ર-પ્રસંગનું વર્ણન પ્રાકૃત ભાષામાં વિવિધ પદ્યોમાં વિવિધ શબ્દાલંકારો અને અર્થાલંકારોથી સરસ શૈલીથી કર્યું છે. એ વાંચતાં-વિચારતાં મર્મજ્ઞ સુજ્ઞોને તેમની પ્રતિભા માટે અને દેવભક્તિ માટે બહુમાન ઉત્પન્ન થાય તેવું છે. આ પ્રાકૃત લઘુકાવ્યના સંસ્કૃત વ્યાખ્યાકાર-પંજિકાકાર આચાર્ય શ્રી સમુદ્રસૂરિના પ્રારંભ-પ્રાંતના સૂચનથી આપણે કવિનું નામ 'આચાર્ય શ્રીજીવદેવ' એવું જાણીએ છીએ.

વ્યાખ્યાકાર સમુદ્રસૂરિએ પોતાને ચંદ્રકુલમાં થઈ ગયેલા શીગ્ગટાચાર્યના સૂનુ(શિષ્ય) તરીકે જણાવેલ છે. પ્રાકૃતભાષામાં [1]ભુવનસુંદરી-કથાના રચનાર વિજયસિંહસૂરિના ગુરુનું નામ સમુદ્રસૂરિ હતું, પરંતુ તેઓ નાઇલ્લ(નાગિલ) કુલના હોવાથી ચંદ્રકુલીન આ પંજિકાકાર સમુદ્રસૂરિ તેમનાથી ભિન્ન વ્યક્તિ જણાય છે.

## પંજિકા-રચના-સંવત્

આ જિન-સ્નાત્ર-વિધિના વિષમ પદોના અર્થને દર્શાવતી આ પંજિકા-વ્યાખ્યાની રચના પંજિકાકારે ૭ વર્ષો અધિક પસાર થતાં-

---

[1] " इह आसि जय-पसिद्धो, निम्मल नाइल्लकुल-समुब्भूओ ।
तव-सील-संजम-रओ, समुद्दसूरि त्ति आयरिओ ॥ "

ફાલ્ગુન શુ. ૮ના દિવસે ધવલપુરીમાં કરી જણાતી છે. એ ૭ વર્ષો અનુમાનથી એક હજાર વર્ષ ઉપરનાં સમજાય છે. પંજિકાના અંતમાં તેનું શ્લોક-પ્રમાણ શબ્દો દ્વારા અને અંક દ્વારા ૨૫૦ જણાવ્યું છે.

તેના અંતમાં 'ધૂમાવલિકા-વૃત્તિઃ સમાપ્તા' લખેલું હોવાથી આ ગ્રંથની પ્રસિદ્ધિ તેવા નામે થઇ જણાય છે.

આ પંજિકામાં પદ-વ્યુત્પત્તિ માટે જણાવેલાં સૂત્રો પ્રાચીન વ્યાકરણ પાણિનીયનાં જણાય છે, તેમ જ ગાથા ૩૨ ની વ્યાખ્યામાં 'પાણિનીય પ્રાકૃત-લક્ષણ' એવા નામનો નિર્દેશ કર્યો છે, જે હાલ જોવામાં આવતું નથી. સુપ્રસિદ્ધ જૈનાગમ-વ્યાખ્યાકાર મલયગિરિ જેવાએ પણ તેનો નામ-નિર્દેશ કર્યો છે.

આ પંજિકામાં ગાથા ૨૯ ની વ્યાખ્યા કરતાં પ્રાચીન છન્દઃશાસ્ત્ર-કાર જયદેવના નામ-નિર્દેશ સાથે તેનું અવતરણ પણ કર્યું છે. જયદેવ-છંદઃશાસ્ત્ર (તાડપત્રીય પ્રતિ લે. સં. ૧૧૯૦)નો પરિચય અમે જેસલમેર-ભાંડાગારીય-ગ્રન્થ-સૂચી (ગા. ઓ. સિ. નં. ૨૧ માં, પ્ર. સન્ ૧૯૨૩)માં કરાવ્યો હતો, તે પ્રો. હરિ દામોદર વેલણકરના પ્રયત્નથી 'જયદામન્'માં પાછળથી પ્રકાશિત થઇ ગયેલ છે.

પંજિકાકાર સમુદ્રસૂરિના ગુરુનું નામ ગચ્છાદિ વગેરે ખાસ જાણીતું નથી, તે પ્રાચીન સમયનું જણાય છે.—એ વગેરે વિચારતાં પંજિકાકાર વિક્રમની ૧૧મી સદીના પ્રારંભમાં વિદ્યમાન હોવા જોઇએ. એથી આ પંજિકાને આજથી એક હજાર વર્ષો પહેલાંની પ્રાચીન માનવી જોઇએ અને મૂળ કૃતિને એથી પણ પ્રાચીન સમજવી જોઇએ.

---

सिय-हत्थ-दिक्खिएणं, सीसेणं अणुक्कमगुणाणम ।
सिरिविजयसीह-नामेण, सूरिणा विरइया एमा ॥ "

—ખંભાત-શ્રીશાન્તિનાથ-ભંડારની તાડપત્રીય પોથી નં. ૬૦
[ પિટર્સન રિપોર્ટ ૧, પૃ. ૩૮માં આ પ્રાકૃતકથાને માગધી(!) જણાવી છે.]

પંજિકા-રચના-સ્થળ-ધવલપુરી

પંજિકાની રચના પંજિકાકારે ધવલપુરીમાં જણાવી છે, તે સં. માં ધવલક્કક અને વર્તમાનમાં ધોળકા નામથી જાણીતું ગુજરાતનું નગર જણાય છે. પ્રાચીન સમયમાં આસપાસનાં સો ગામોમાં તેની મુખ્યતા હતી. જૈનસમાજના ઇતિહાસમાં એ સ્થાન પ્રાચીન સમયથી સદીઓ સુધી મહત્ત્વનું રહ્યું છે.

સુપ્રસિદ્ધ નવાંગી-વૃત્તિકાર અભયદેવસૂરિએ વિરહાંક હરિભદ્રસૂરિના પંચાશકગ્રંથની વૃત્તિ વિ. સં. ૧૧૨૪ માં આ જ નગરમાં રચી જણાવી છે, તેમણે રચેલી આગમોની વૃત્તિની અનેક પ્રતિયો આ જ સ્થળમાં લખાઈ હતી.

સુપ્રસિદ્ધ ખરતરગચ્છીય જૈનાચાર્ય જિનદત્તસૂરિનો જન્મ વિ. સં. ૧૧૩૨ માં આ જ ધવલક્કક નગરમાં થયો હતો.

વિ. સં ૧૧૯૦ માં આમ્રદેવસૂરિએ આખ્યાનમણિકોશની વિસ્તૃત વૃત્તિ આ જ ધવલક્કપુરમાં રચી હતી.

વિ. સં ૧૧૯૧ માં સિદ્ધરાજ જયસિંહના રાજ્ય-સમયમાં મણિની દેવસિરિ-યોગ્ય પુષ્પવતી-કથા વગેરેની પોથી આ જ ધવલક્કકમાં તાડ-પત્રો પર લખાઈ હતી-જેની ફોટોકોપી સાથેનો ઉલ્લેખ અમે પત્તનસ્થ-પ્રાચ્ય જૈનભાંડાગારીય-ગ્રન્થસૂચી ભા. ૧ (ગા. ઓ. સિ. નં. ૭૬, પૃ. ૧૮૩)માં દર્શાવેલ છે.

તથા વિ. સં. ૧૧૯૩ માં મલધારી શ્રીચંદ્રસૂરિએ રચેલ પ્રા મુનિસુવ્રતચરિત્રની રચના માટે પ્રેરણા મુનિસુવ્રતસ્વામીના રમણીય મંદિરવાળા આ જ ધવલક નગરના પોરવાડ શ્રાવક ધવલની હતી. એ વિસ્તૃત પ્રશસ્તિ ઉપર્યુક્ત સૂચી( પૃ. ૩૧૪ થી ૩૨૩ )માં અમે દર્શાવી છે.

સર્વાણંદસૂરિએ શ્રીપાર્શ્વનાથ-ચરિત્ર મહાકાવ્ય આ જ ધવલક્કક નગરમાં વિ. સં. ૧૨૯૧ માં રચ્યું હતું. વિશેષ માટે જુઓ-પાટણ જૈનભંડાર-ગ્રંથસૂચી (ગા. ઓ. સિ. નં. ૭૬, પૃ. ૭૨-૭૩)

વિક્રમની તેરમી સદીના અંતમાં-સંવત્ ૧૨૯૯ માં નાગેન્દ્રગચ્છીય ઉદયપ્રભસૂરિએ ધર્મદાસગણિની પ્રા. ઉપદેશમાલાની બાર હજાર શ્લોક-પ્રમાણ કર્ણિકાવૃત્તિને આ જ ધવલકપુરમાં નૃપવીર( વીરધવલ )ના વીર મંત્રીશ્વર( વસ્તુપાલ તેજપાલ )ની પુણ્ય વસતિવાળી વસનિમાં વસતાં રચી હતી. એની પ્રશસ્તિ પણ અમે ઉપર્યુક્ત પા. જૈ. ભં.ની ગ્રન્થ-સૂચી( પૃ. ૨૩૫ થી ૨૩૮ )માં દર્શાવેલ છે.

મહારાણા વીરધવલની રાજધાની તરીકે અને રાજનીતિદક્ષ કર્તવ્ય-પરાયણ મંત્રીશ્વર વસ્તુપાલ-તેજપાલની કર્તવ્યભૂમિ તરીકે આ નગરની મહત્તા અને યશઃ-પ્રતિષ્ઠામાં વૃદ્ધિ થઈ હતી. એ સમયમાં કેટલાય જૈનાચાર્યોએ, કવિઓએ અને વિદ્વાનોએ આ નગરમાં ગ્રન્થરચના, લેખન, પઠન-પાઠન આદિ અનેક પ્રકારે સાહિત્યોપાસના કર્યાના ઉલ્લેખો મળે છે

દંડનાયક વિજયી વીર મંત્રીશ્વર તેજપાલે ગોધરાના મદોન્મત્ત રાજા ઘૂઘુલને યુદ્ધમાં હરાવી, જીવતો પકડી, બાંધી, પાંજરામાં પૂરી, આ જ નગરમાં ( ધોળકામાં ) લાવી મહારાણા વીરધવલને સમર્પણ કરી ગૂજરાતના ગૌરવની રક્ષા કરી હતી.[૧]

વિક્રમની ચૌદમી સદીના પ્રારંભમાં આ જ નગરમાં મહારાજા વીસલદેવની રાજસભામાં કવિઓની ગોષ્ઠી થતી હતી. કાવ્યોની સમસ્યા-પૂર્તિ વગેરે કવિ-વિનોદો ચાલુ હતા, તેમાં વાયટગચ્છીય જૈનાચાર્ય

૧ વિશેષ વૃત્તાન્ત માટે વાંચો-અમારો ઐ. નિબન્ધ-ગૂજરાતના વીર મંત્રી 'તેજપાલનો વિજય'

कवि અમરચંદ્રસૂરિએ પણ અનેક સમસ્યા-પૂર્તિ કરી પોતાની વિશિષ્ટ પ્રતિભાવાળી શીઘ્રકવિત્વ-શક્તિનો સરસ પરિચય કરાવ્યો હતો.

વિ સં. ૧૩૦૬ માં દેવેન્દ્રસૂરિ અને વિજયચંદ્રસૂરિની દેશનાથી પ્રેરાઈ વાગ્દેવતા-ભાંડાગાર માટે આગમાદિ પુસ્તકો લખાવનારાઓમાં આ ધવલક્કક નગરના શ્રાવકોનાં પણ નામો મળે છે. (વિશેષ માટે જુઓ પાટણ-જૈન ભં. ગ્રંથસૂચી ગા. ઓ. સિ. નં. ૭૬, પૃ. ૫૨)

ચંદ્રકુલ-ચંદ્ર શ્રીશાંતિસૂરિએ રચેલી ધર્મરત્ન-લઘુવૃત્તિવાળી પ્રકરણ-પુસ્તિકા સં. ૧૩૦૯ માં આ જ ધવલક્કકમાં શ્રે. સહજલે લખાવી હતી. તે ઉલ્લેખ અમે જેસલમેર-ભાં. ગ્રન્થસૂચી( પૃ. ૫૨ માં, ગા. ઓ. સિ નં. ૨૧ )માં દર્શાવેલ છે.

વિ. સં. ૧૩૪૯ માં જયરાશિનો તત્ત્વોપપ્લવ આ જ ધવલક્કકમાં લખાયો હતો ( વિશેષ માટે જુઓ પાટણ-જૈન ભં. ગ્રન્થસૂચી ગા. ઓ. સિ. નં. ૭૬, પૃ. ૧૬૫ )

અલાઉદીનના આક્રમણથી ગૂજરાતનાં મુખ્ય નગરો પર અસર થઇ હતી, તેમાં આ ધોળકાનો પણ સમાવેશ થાય છે. તેનું સૂચન કવિ પદ્મનાભે વિ. સં. ૧૫૧૨ માં રચેલા કાન્હડદે-પ્રબંધમાં કર્યું છે. ('તેજપાલનો વિજય'ના પ્રાસ્તાવિક પૃ. ૩૬-૩૭ માં મેં એ કડી ૬૬-૬૮ દર્શાવી છે.)

## આચાર્ય જીવદેવ ક્યા ?

ગૂજરાતનું પ્રાચીન ઐતિહાસિક મહાસ્થાન વાયટ વાયુદેવતાના સ્થાન તરીકે પ્રસિદ્ધ છે-જે, ડીસા(બનાસકાંઠા) પાસે આવેલ છે, એ નગરમાં વસતા બ્રાહ્મણો અને વણિકોની જ્ઞાતિ એ નગરના નામે વાયટ-વાયડીય (વાયડા) નામથી જાણીતી છે, એ જ રીતે ત્યાંથી પ્રકટ થયેલા જૈન-મુનિઓનો ગણ-ગચ્છ 'વાયડીય' નામથી પ્રસિદ્ધ છે. એ ગચ્છમાં પરકાય-પ્રવેશ આદિ વિદ્યામાં કુશલ મહાન્ પ્રભાવક ચમત્કારી એક

જૈનાચાર્ય જીવદેવસૂરિ વિક્રમાદિત્ય-સમકાલીન થઇ ગયા જણાય છે, જેમણે વાયડ સ્થાનમાં ભગવાન મહાવીરજિનના મંદિરની પ્રતિષ્ઠા કરી હતી, એમના પ્રભાવે બ્રાહ્મણો અને જૈનો વચ્ચે ઐક્ય સ્થપાયું હતું. તેઓએ કુત્સિત બ્રાહ્મણો અને દુષ્ટ યોગીના ઉપદ્રવથી સમાજની રક્ષા કરી હતી. અમરચંદ્ર કવિનાં કાવ્યોની પ્રશસ્તિથી, તથા અન્ય ઉલ્લેખોથી એ જણાય છે. તેમનું ચરિત્ર વિ. સં. ૧૩૩૪માં પ્રભાચંદ્રસૂરિએ પ્રભાવક-ચરિત્રમાં ૭ મા પ્રબંધ તરીકે દર્શાવ્યું છે. વિશેષ જિજ્ઞાસુએ વિશેષ વૃત્તાન્ત તે પરથી જાણવો જોઇએ.

વાયટ-ગચ્છે ૧ જિનદત્તસૂરિ, ૨ રાશિલ(લ્લ)સૂરિ અને ૩ જીવદેવસૂરિ-એ ૩ નામોને અમર કર્યાં જણાય છે. એ ગચ્છમાં પટ્ટધર આચાર્યોનાં એવાં ૩ નામો અનુક્રમે રાખવાની પ્રથા-પરંપરા પ્રચલિત જણાય છે. પૂર્વે થઇ ગયેલા વિરહાંક હરિભદ્રસૂરિ વિદ્યાધરકુલ-તિલક આચાર્ય જિનદત્તના શિષ્ય હતા. ખરતરગચ્છમાં બીજા જિનદત્તસૂરિ 'બડા દાદા' નામથી સુપ્રસિદ્ધ છે. સમાન નામો હોવાથી કેટલીક વાર ભ્રાંતિથી એક-બીજાની કૃતિ એક-બીજા પર ચડી ગયેલી જણાય છે એથી ઇતિહાસ-સંશોધકોએ સાવધાન રહેવું જોઇએ.

વિક્રમની તેરમી સદીના ઉત્તરાર્ધમાં થયેલા પૂર્વોક્ત વાયટીયગચ્છના જિનદત્તસૂરિ, મંત્રીશ્વર વસ્તુપાલના તીર્થ-યાત્રા-સંઘમાં પધાર્યા હતા, તેઓએ જાવાલિપુર(જાલોર)ના ચૌહાણ મહારાજા ઉદયસિંહના પ્રીતિ-પાત્ર કોશાગાર-રક્ષક મહામાત્ય દેવપાલના પ્રતિપન્ન પુત્ર ધનપાલ (વાયડાન્વયી)ના સંતોષ માટે જીવનોપયોગી વિવિધ જ્ઞાન આપતા 'વિવેકવિલાસ' જેવા શ્રેષ્ઠ ગ્રંથની રચના કરી હતી.

એ જિનદત્તસૂરિના શિષ્ય સિદ્ધસારસ્વત શીઘ્રકવિ મહાકવિ અમરચંદ્ર-સૂરિએ વાયડાન્વયી કોશાગારિક મંત્રી પદ્મના આનંદ માટે રચેલ જિનેન્દ્ર-ચરિત પદ્માનન્દ-મહાકાવ્ય નામથી પ્રસિદ્ધ છે (ગા. ઓ. સિ. નં. ૫૮).

તેની પ્રાંત પ્રશસ્તિ (શ્લો. ૩૫)માં પોતાના પૂર્વજોનાં એ ૩ નામોનો ઉલ્લેખ કરતાં તેમના અન્વયમાં તેવા પ્રભાવક તે ૩ નામના ઘણા સૂરિઓ થયાનું તેઓએ જણાવ્યું છે કે—

" अमीभिस्त्रिभिरेव श्रीजिनदत्तादिनामभिः ।
सूरयो भूयसोऽभूवन्, तत्प्रभावास्तदन्वये ॥ "

તેઓએ રચેલા ૪૪ સર્ગોવાળા વીરાંક બાલભારત મહાકાવ્યની અંતિમ પ્રશસ્તિમાં પણ તે જ શ્લોક ૩૭મો છે.

ગૂર્જરેશ્વર વીસલદેવની રાજસભાને શોભાવનાર, સમસ્યાપૂર્તિ, શીઘ્રકવિત્વશક્તિથી મહારાજાનાં અને કવિઓનાં ચિત્તને રંજિત કરનાર એ અમરચંદ્રકવિએ કાવ્ય-કલ્પલતા ( કવિશિક્ષા-વૃત્તિ ), છન્દોરત્નાવલી, અલંકારપ્રબોધ, *સ્યાદિશબ્દસમુચ્ચય વગેરે બીજી પણ અનેક રચનાઓ કરી હતી. તથા પોતાના કલાગુરુ કવિરાજ અરિસિંહે રચેલા મંત્રીશ્વર વસ્તુપાલના 'સુકૃતસંકીર્તન' નામના કાવ્યના પ્રત્યેક સર્ગના અંતમાં ચાર ચાર શ્લોકો આ અમરચંદ્ર કવિએ રચ્યા હતા.

પ્રસ્તુત આલંકારિક પ્રા. જિનસ્નાત્રવિધિના કર્તા જીવદેવસૂરિ પણ એ વાયડીયગચ્છ પરંપરાના ઉપર્યુક્ત આચાર્યોના પૂર્વજ પ્રભાવક આચાર્ય જણાય છે. એ ક્યારે થઈ ગયા ? એ નિશ્ચય કરવાનું સાધન નથી, તેમ છતાં તેમની કૃતિ પર પંજિકા-વ્યાખ્યાની રચના વિ. સં. ૧૦૦૬ માં થયેલી હોવાથી તેઓ તે પહેલાં-એક બે સદી પહેલાં-થયા હશે-એવું અનુમાન કરી શકાય. એથી આ પ્રાકૃત રચનાને એક હજાર વર્ષો પહેલાંની કહી શકાય.

આ ગ્રન્થની સંકલનાનો ખ્યાલ વિષય-પ્રદર્શન વાંચવાથી આવશે.

---

* વિ. સંવત્ ૧૯૭૧ માં વારાણસીમાં આ ગ્રંથનું સંપાદન-પ્રકાશન કરતાં તેની પ્રસ્તાવનામાં મેં આ કવિનો પ્રબંધ મલધારી રાજશેખરસૂરિએ વિ. સં. ૧૪૦૫ માં રચેલા સં. ચતુર્વિંશતિ-પ્રબન્ધ( પ્રબન્ધકોશ )માંથી હતો.

## [૨] વાદિવેતાલની અર્હદભિષેકવિધિ

સંસ્કૃતભાષામાં પાંચ પર્વોમાં વિવિધ[૧૦+૧૬+૩૦+૧૮+૨૪=]૯૮ પદ્યોમાં રચાયેલી આ અર્હદભિષેક-વિધિના કર્તાએ કૃતિના અંતમાં પોતાનું નામ સ્પષ્ટ રીતે દર્શાવ્યું નથી કે પ્રશસ્તિ-પરિચય આપ્યો નથી. પંજિકાકારે પ્રારંભના પદ્યમાં 'कृताभिषेका जयन्ति जिनाः ।' મંગલદ્વારા 'જિનાભિષેક' નામ-સૂચિત કર્યું છે, બીજા પદ્યમાં આ અભિષેક-વિધિને વાદિવેતાલે પર્વો દ્વારા રચેલ છે-તેમ જણાવ્યું છે. તથા ૧ પર્વની પંજિકાના અંતમાં 'ઇતિ વાદિવેતાલ' એવો ઉલ્લેખ છે અને બીજા-ત્રીજા પર્વની પંજિકા પછી 'ઇતિ વાદિવેતાલ-પર્વપંજિ' એવો ઉલ્લેખ છે. ચોથા પર્વની પંજિકાના અંતમાં 'શ્રીવાદિવેતાલ પર્વપંજિ તત્ત્વાદિત્યકૃતપંજિકાયાં' એવો ઉલ્લેખ છે અને પાંચમા પર્વની પંજિકાના અંતમાં શ્રીશાન્તિ(? વાદિ)વેતાલીય-પર્વપંજિકા સમાપ્તા' પછી 'કૃતિરિયં શ્રીશીલાચાર્યસ્ય' એવો ઉલ્લેખ મળે છે. લેખકે ત્યાં વાદિને બદલે ભૂલથી શાંતિ લખેલ હશે તેવું અનુમાન થાય છે, વાસ્તવિક રીતે ત્યાં 'વાદિવેતાલ' ઉલ્લેખ હોવો જોઇએ.

ચોથા પર્વની પંજિકાના અંતમાં પંજિકાકારનું નામ તત્ત્વાદિત્ય સૂચવેલ છે અને પાંચમા પર્વની પંજિકાના પ્રાંતમાં આ કૃતિ( પંજિકા )ને **શીલાચાર્યની** જણાવી છે-એ વિચારણીય છે. અહિં જણાવેલ **શીલાચાર્ય** એ જ તત્ત્વાદિત્ય હોવા જોઇએ, **શીલાચાર્યનું** અપરનામ તત્ત્વાદિત્ય જણાય છે. આચારાંગસૂત્રના ટીકાકાર શીલાંક-શીલાચાર્યનું બીજું નામ તત્ત્વાદિત્ય વાંચવામાં આવે છે, એ **શીલાચાર્ય** વિક્રમની દસમી સદીમાં વિદ્યમાન જણાય છે. આચારાંગસૂત્રની વૃત્તિમાં જે ઉલ્લેખ મળે છે, તે જોતાં શકસંવત ૭૮૪=વિક્રમસંવત ૯૧૯માં એ રચના થયેલી માનવી જોઇએ, તેમ જ તે જ શીલાચાર્યની બીજી રચના પ્રાકૃતભાષામય ચઉપ્પન્ન-મહાપુરિસ-ચરિય (ચતુષ્પંચાશ-મહાપુરુષ-ચરિત) પ્રસિદ્ધ છે, તેનો રચના-સંવત ૯૨૫ બૃહટ્ટિપ્પનિકાકારે જણાવેલ છે. એ શીલાચાર્યનું બીજું નામ 'વિમલમતિ' એ જ ચરિત્રના

અન્તર્ગત વિબુધાનન્દ નાટકમાં સૂચવ્યું છે. એ શીલાચાર્યે નિર્વૃતિ-ગચ્છના માનદેવસૂરિના શિષ્ય તરીકે પોતાનો પરિચય ઉપર્યુક્ત પ્રા. ચરિત્રના અંતમાં આપ્યો છે.

પ્રસ્તુત અર્હદભિષેક-વિધિનું બીજું નામ જિનાભિષેક પણ જણાય છે. કવિએ ત્રીજા પર્વના ૨૨મા પદ્યમાં, તથા પાંચમા પર્વના ૧૫મા પદ્યમાં 'અર્હદભિષેક' નામનો ઉલ્લેખ કર્યો છે, તેમજ બીજા પર્વના ૧૧મા પદ્યમાં, તથા પાંચમા પર્વના ૨૩મા પદ્યમાં 'જિનાભિષેક' નામનો પણ ઉલ્લેખ કર્યો છે કે-" પ્રશસ્ય, આયુષ્ય અને યશ માટે હિતકારી, જયોના સ્થાનરૂપ, સંપદાને પ્રાપ્ત કરાવનાર, સદા સૌખ્ય-પરંપરાના હેતુરૂપ આવા જિનાભિષેકને અપુણ્ય-પુણ્યહીન મનુષ્ય કરતો નથી." [ જુઓ પૃ. ૧૨૧ ].

વિચારવાનું એ છે કે-આ અર્હદભિષેકવિધિના કર્તા ' વાદિવેતાલ ' કોણ? ક્યા? તેમનો સમય ક્યો? વિ. સંવત્ ૧૩૩૪માં પ્રભાચંદ્રસૂરિએ રચેલા પ્રભાવકચરિત્રમાં ' વાદિ-વેતાલ ' બિરુદવાલા શાંતિસૂરિનો પ્રબન્ધ વિસ્તારથી દર્શાવ્યો છે, તેમને મહારાજા ભોજના સમકાલીન, તથા મહાકવિ ધનપાલની તિલકમંજરી-કથાના સંશોધક તરીકે સૂચવી તેમનો સ્વર્ગવાસ વિ. સં. ૧૦૯૬માં જણાવેલ છે. વાદિવેતાલ એ જ. શાંતિસૂરિ વિક્રમની ૧૧મી સદીના હોય તો તેમની કૃતિ ઉપર એ પહેલાં દસમી સદીમાં થયેલા શીલાચાર્ય પંજિકા કેવી રીતે રચી શકે? વિક્રમની ૧૬મી સદીના પ્રારંભમાં વિદ્યમાન રત્નશેખરસૂરિએ વિ. સં. ૧૫૦૬માં રચેલી સ્વોપજ્ઞ શ્રાદ્ધવિધિ-વૃત્તિ-( વિધિકૌમુદી )માં આ અર્હદભિષેકવિધિનાં કેટલાંક પદ્યો દર્શાવતાં ' यदाहुर्वादिवेताल-श्रीशान्तिसूरयः '-એવો ઉલ્લેખ દર્શાવ્યો છે. એ રીતે ' વાદિવેતાલ ' બિરુદવાળા ' શાંતિસૂરિ ' નામથી પ્રસિદ્ધ જણાય છે-એ સર્વ વિચારતાં, તેમની કૃતિની પંજિકા રચનાર શીલાચાર્ય કોઈ બીજા હોવા જોઈએ-અથવા આ અર્હદભિષેક-વિધિ રચનાર વાદિ-વેતાલ કોઈ બીજા હોવા જોઈએ. એવી વિચારણા થાય છે.

શ્રાદ્ધવિધિની ૬૭૬૧ શ્લોક-પ્રમાણ કૃતિનો રચના-સમય રત્નશેખર-સૂરિએ ત્યાં વિ. સં. ૧૫૦૬ જણાવેલ છે—

"एषां श्रीसुगुरूणां प्रसादतः षट्-ख-तिथि-मिते १५०६ वर्षे ।
श्राद्धविधिसूत्र-वृत्तिं, व्यधित श्रीरत्नशेखरः सूरिः ॥"

—દે. લા. જૈન પુ. ફંડના ગ્રં. ૧૦૬ તરીકે વિ. સં. ૨૦૧૬માં પ્રકાશિત એ શ્રાદ્ધવિધિ પ્રકરણના દ્વિતીય સંસ્કરણના પૃ. ૧૩૦માં વાદિવેતાલ વિશેષણ(બિરુદ) સાથે શ્રીશાન્તિસૂરિનો ઉલ્લેખ કર્યો છે કે–
"यदाहुर्वादिवेताल-श्रीशान्तिसूरयः—

"आत्माभ्र-परिममाप्ते[र]शून्यमुष्णीपदेशमीशस्य ।
सान्तर्घानाब्धारापातं पुष्पोत्तमैः कुर्यात् ॥"

—આ ગાથા, અહિં પ્રકાશિત અર્હદભિષેક-વિધિ પૃ. ૬૮માં પર્વ ૩ માંની ગાથા ૪ તરીકે સહજ પાઠાન્તર સાથે જોઈ શકાય છે.

—એ જ પ્રમાણે શ્રાદ્ધવિધિ પ્રકરણના પૃ. ૧૨૯માં નામ-નિર્દેશ વિના ઉદ્ધૃત કરેલું પદ્ય—

"मुक्तालंकार-विकार-सार-सौम्यत्व-कान्ति-कमनीयम् ।
सहजनिजरूप-निर्जितजगत्त्रयं पातु जिनबिम्बम् ॥"

અહિં પ્રકાશિત અર્હદભિષેક-વિધિ પૃ. ૬૬માં, પર્વ ૩જાનું પ્રથમ પદ્ય જોઈ શકાય છે.

તથા શ્રાદ્ધવિધિ પૃ. ૧૩૦માં નામ-નિર્દેશ વિના પ્રકાશિત ગાથા–

"अभिषेकतोयधारा, धारेव ध्यान-मण्डलाग्रस्य ।
भव-भवन-भित्तिभागान्, भूयोऽपि भिनत्तु भागवती ॥"

અહિં પ્રકાશિત અર્હદભિષેકવિધિ પૃ. ૭૪માં, પર્વ ૩જાની ગા. ૧૨મી 'अभिषेकपयोधारा' તરીકે જોઈ શકાય છે.

—આ સાથે સૂચિત કરવું જોઈએ કે–અહિં પ્રકાશિત પ્રાકૃત જીવદેવસૂરિની જિનસ્નાત્રવિધિ પૃ. ૯ની, ૮મી ગાથા ઉપર્યુક્ત શ્રાદ્ધવિધિ પ્ર.ના પૃ. ૧૨૯માં સહજ પાઠાન્તર સાથે ઉદ્ધૃત કરેલ જોવાય છે—

" अवणिअ कुसुमाहरणं, पयइ–पइट्ठिअ–मणोहर–च्छायं ।
जिणरूवं मज्जणपीठ–संठिअं वो सिवं दिसउ ॥ "

–તથા અહિં પ્રકાશિત જિનસ્નાત્રવિધિ પૃ. ૩૫માંની ૪૫મી ગાથાને શ્રાદ્ધવિધિ પૃ. ૧૩૧માં ઉદ્ધૃત કરેલી જોઈ શકાય છે—

" वयह पडि[भ]ग्ग–पसरं, पयाहिणं मुणिवइं करेऊणं ।
पडइ सलोणत्ते(त्त)ण–लज्जिअं व लोणं हुअवहंमि ॥ "

—તેમ જ અહિં પ્રકાશિત પ્રા. જિનસ્નાત્રવિધિ પૃ. ૩૭ની ૪૯મી ગાથા શ્રાદ્ધવિધિ પૃ. ૧૩૨માં ઉદ્ધૃત કરેલી જણાય છે—

" कोसंबि–संठिअस्स व, पयाहिणं कुणइ मउलिअ–पईव(या)वो ।
जिण ! सोम–दंसणे(णो) दिणयरु व्व तुह मंगलपईवो ॥ "

શ્રાદ્ધવિધિ પૃ. ૧૩૨માં–' अत्र "मुक्तालंकार–" इत्यादिगाथाः श्रीहरिभद्रसूरिकृताः संभाव्यन्ते ' એવા ઉલ્લેખદ્વારા હરિભદ્રસૂરિ–કૃત તરીકે સંભાવિત કરેલી ગાથાઓમાંથી ઉપર દર્શાવ્યા પ્રમાણે ' मुक्तालंकार–' ગાથા વાદિવેતાલના અર્હદભિષેકવિધિની જણાય છે.

## વાદિ–વેતાલ શ્રીશાન્તિસૂરિનો પરિચય :

વિ. સં. ૧૩૩૪માં પ્રભાચન્દ્રસૂરિએ રચેલ સંસ્કૃત પ્રભાવક–ચરિતમાં ૧૩૨ પદ્યો દ્વારા ૧૬મો પ્રબન્ધ 'વાદિવેતાલ' શાન્તિસૂરિ સંબન્ધમાં જણાવેલ છે. તેના પ્રારમ્ભનું પદ્ય આ પ્રમાણે છે—

" पातु वो वादि–वेतालः, कालो दुर्मन्त्रवादिनाम् ।
शान्तिसूरिः प्रभुः श्रीमान्, प्रसिद्धः सर्वसिद्धिदः ॥ "

—તેમાં ગૂર્જરેશના અણહિલપુર(પાટણ) નગરના ભીમ રાજાના વર્ણન પછી ચંદ્રગચ્છમાં-મુક્તાફલ-સમાન થારાપદ્રગચ્છનું વર્ણન કરી, તેમાં થયેલ વિજયસિંહસૂરિને ત્યાં સંપક(સંપત્કર)-ચૈત્ય પામેના ઉપાશ્રયમાં ભવ્યોને ઉપદેશ આપતા જણાવ્યા છે.

પછી પરિચય આપ્યો છે કે-પત્તન(પાટણ)ની પશ્ચિમમાં રહેલ ઉન્નતાયુ(ઉનાઉ) ગામમાં રહેલા શ્રીમાલવંશના ધનદેવશ્રેષ્ઠીને અર્હદ્દેવ-ગુરુના ભક્ત જણાવ્યા છે, તેની પત્ની ધનશ્રીના પુત્ર ભીમને બહુ બુદ્ધિશાલી જણાવેલ છે. ગુરુએ તેને સર્વ લક્ષણ-સંપૂર્ણ જાણી, વિહાર કરતાં ત્યાં જઈ, ત્યાં રહેલા ચૈત્યમાં શ્રીઋષભદેવને પ્રણામ કરી ધનદેવ શેઠ પાસે ભીમ પુત્રની યાચના કરી હતી. પોતાને ધન્ય માનતા શેઠે પણ આ લોક અને પરલોકના સુખ માટે પોતાનો એ પુત્ર સમર્પણ કર્યો હતો. ભીમનું દીક્ષા-નામ 'શાન્તિ' રાખવામાં આવ્યું હતું. એ શિષ્યને સકલ કલા-કુશલ અને સમસ્ત શાસ્ત્ર-પારગામી થયેલ જોતાં ગુરુજી તેમને પોતાના પટ્ટ પર સ્થાપી, પોતાના ગચ્છનો ભાર તેમના ઉપર સ્થાપી સ્વર્ગસ્થ થયા હતા. અણહિલપુરમાં ભીમ ભૂપાલની સભામાં શાન્તિસૂરિ 'કવીન્દ્ર' અને 'વાદિ-ચક્રવર્તી' તરીકે પ્રખ્યાત થયા હતા–

"अणहिल्लपुरे श्रीमद्–भीमभूपाल–संसदि ।
शान्तिसूरिः कवीन्द्रोऽभूद्, वादि-चक्रीति विश्रुतः ॥"

એ જ સમયમાં માળવાના પ્રખ્યાત સિદ્ધસારસ્વત કવિ ધનપાલ મહેન્દ્રસૂરિની વાણીથી પ્રતિબોધ પામી જૈનધર્મમાં દૃઢ શ્રદ્ધાળુ થયેલ હતા, તેમણે તિલકમંજરી કથાની રચના કરી, ગુરુજીને પૂછતાં, તેના સંશોધક તરીકે આ શાન્તિસૂરિનું નામ સૂચવ્યું હતું, એથી ધનપાલ કવિ પાટણ આવ્યા હતા. શ્રીશાન્તિસૂરિની વિદ્વત્તા-પ્રભાવકતાથી પ્રસન્ન થઈ તેમને માળવા પધારવા વિજ્ઞપ્તિ કરી હતી. શ્રીસંઘની અનુમતિથી પરિવાર સાથે માળવામાં વિહાર કરતાં ભારતીએ તેમના પર પ્રસન્ન થઈ 'વાદિ-વિજય' જેવું વર-દાન આપ્યું હતું. ધારાનગરીમાં મહારાજા-

ભોજે તેમને ઘણું માન આપ્યું હતું. ત્યાંની રાજ-સભામાં શ્રીશાન્તિસૂરિજીએ ભિન્ન ભિન્ન મત ધરાવતા ૮૪ વાદીઓને જિત્યા હતા. ધનપાલે તેમનો પરિચય કરાવ્યો હતો કે—

"शान्तिनामा प्रसिद्धोऽस्ति, वेतालो वादिनां पुनः ।
ततो वादं निषेत्स्यामो, मन्मान्यातः प्रहीयते ॥"

મહારાજા ભોજની સભાને જિતી કોઇ વાદી અખંડિત જઇ શકતો નહિ, તેમ છતાં કવિ ધનપાલની કથા શુદ્ધ કરવા માટે શાંતિસૂરિને માળવામાં રહ્યા હતા. મહારાજાએ આપેલા તુષ્ટિ-દાનથી ત્યાં રહીને તેમણે તે દેશમાં અનેક ચૈત્યો કરાવ્યાં હતાં અને થારાપદ્ર(થરાદ)માં મોકલાવેલા દ્રવ્યથી આદિપ્રભુના ચૈત્યમાં મૂલનાયકની ડાબી બાજૂએ દેવકુલિકા અને મહાન્ રથ કરાવ્યો હતો. કવિ ધનપાલની કથાને તેઓએ સારી રીતે શુદ્ધ કરી હતી, તે સમયે મહારાજા ભોજે સૂરિજીને 'વાદિ-વેતાલ' બિરુદ આપ્યું હતું—

"कथा च धनपालस्य, तैरशोध्यत निस्तुषम् ।
'वादि-वेताल' बिरुदं, सूरीणां प्रददे नृपः ॥ ५९ ॥"

ત્યાર પછી કવીશ્વર-સન્માનિત સૂરિજી ગૂજરાતમાં પત્તન(પાટણ) પધાર્યા હતા.

આ શાન્તિસૂરિજીએ ત્યાં જિનદેવ શેઠના સર્પ-દષ્ટ પુત્ર પદ્મને સજીવન કર્યો હતો. શાન્તિસૂરિજી ચૈત્યમાં રહીને ૩૨ શિષ્યોને પ્રમાણ-શાસ્ત્રોનું અધ્યયન કરાવતા હતા. મુનિચન્દ્રસૂરિ ચૈત્ય-પરિપાટી કરવાની ઇચ્છાથી નડ્ડૂલ(નાડોલ)પુરથી અણહિલ્લપુર(પાટણ) આવ્યા હતા, તેઓએ ત્યાં સંપકના જિનાલયમાં શ્રીઋષભદેવને તથા આ શ્રેષ્ઠ સૂરિને પ્રણામ કર્યા હતા. મુનિચન્દ્રસૂરિની સ્મરણ શક્તિ-અવધારણ શક્તિથી પ્રસન્ન થઇને શાન્તિસૂરિએ તેમને નિવાસ માટે ટંકશાલાના પાછળના ગમાં સારું સ્થાન શ્રાવક પાસેથી અપાવ્યું હતું અને ૭ દર્શનોનાં

પ્રમાણશાસ્ત્રોનું અધ્યયન કરાવ્યું હતું. ત્યાર પછી નગરમાં સુવિહિત સાધુઓના ઉપાશ્રયો થયા હતા. આ શાંતિસૂરિએ ઉત્તરાધ્યયન સૂત્રની ટીકા વાદીરૂપી નાગેન્દ્રોને વશ કરવામાં નાગદમની જેવી રચી હતી, જેમાં સ્થાપન કરેલ 'સ્ત્રી-નિર્વાણ' અધિકારના બલથી મુનિચન્દ્રસૂરિના શિષ્ય દેવસૂરિજીએ સિદ્ધરાજની રાજ-સભામાં વાદમાં દિગંબરો પર વિજય મેળવ્યો હતો.

માળવામાં કવિ ધનપાલે ધર્મ નામના વાદી પર વિજય મેળવતાં, શાન્તિસૂરિની પ્રશંસા કરતાં તે વાદી પત્તન(પાટણ) ગયો હતો અને ત્યાં થારાપદ્ર મહાચૈત્યની સમીપમાં રહેલા શાન્તિસૂરિજીની વિદ્વત્તાથી પ્રસન્ન થયો હતો, તેમ જ સૂરિજીએ દ્રવિડદેશીય વાદીને, તેની સામે ભીંત પરના ઘોડાને બોલતો કરી ચમત્કારી રીતે પરાસ્ત કર્યો હતો. થારાપદ્રપુર (થરાદ)માં નાગિનીદેવીને પ્રભાવિત કરી હતી. સૂરિજીએ પોતાનો અન્તકાલ સમીપ જાણી ૩૨ શિષ્યોમાંથી (૧) વીરસૂરિ, (૨) શાલિભદ્રસૂરિ અને (૩) સર્વદેવસૂરિ એ ત્રણ શિષ્યોને સૂરિપદે સ્થાપ્યા હતા. વીરસૂરિની શિષ્યસન્તતિ ન હતી, રાજપુરિ ગામમાં તેમનું શાશ્વત શરીર (સ્મારક નેમિજિન છે બીજી બે શાખાઓમાં સંવેગ્નદારક વિદ્વાન્ સૂરિઓ ચૌદમી સદીમાં-પ્રભાચન્દ્રસૂરિના સમયમાં જણાય છે. શ્રીશાંતિસૂરિજી યશ શ્રાવકના પુત્ર સોઢ સાથે અંતમાં ઉજ્જયન્ત અચલ(ગિરનાર) પધાર્યા હતા. ત્યાં અનશન કરી નેમિજિનનું ધ્યાન ધરતાં, ૨૫ દિવસે, વિક્રમ સંવત્ ૧૦૯૬ના શુચિ(આષાઢ) માસની શુક્લ નવમી ને મંગળવારે કૃત્તિકામાં સમાધિ-પૂર્વક સ્વર્ગવાસી થયા હતા—

"श्रीविक्रमवत्सरतो वर्षसहस्रे गते सषण्णवतौ (१०९६)
शुचि-सितिनवमी-कुज-कृत्तिकासु शान्तिप्रभोरभूदस्तम ॥१३१॥"

—જુઓ સિંઘી જૈન ગ્રંથમાળાના ગ્રં. ૧૩ તરીકે
ભારતીય વિદ્યાભવન, મુંબઈથી પ્રસિદ્ધ.

ઉપર્યુક્ત ચરિત્રના અંતિમ ૧૩૧ પદ્યમાં પણ શ્રીશાન્તિસૂરિનું 'વાદિ-વેતાલ' નામ જણાવ્યું છે—

" इत्थं श्रीशान्तिसूरेर्वरचरितमिदं 'वादि-वेताल' नाम्नः,
पूर्वश्रीसिद्धसेन-प्रभृति-सुचरित-व्रात-जातानुकारम् ।"

—એ જ પ્રભાવક ચરિતના ૧૭મા મહેન્દ્રસૂરિના વિસ્તૃત ચરિત-પ્રબન્ધમાં પણ મહાકવિ ધનપાલની તિલકમંજરી કથાના સંશોધક તરીકે 'વાદિ-વેતાલ' બિરુદ સાથે પ્રસ્તુત શાન્ત્યાચાર્યનું સંસ્મરણ કર્યું છે-

" अथासौ गूर्जराधीश-कोविदेश-शिरोमणिः(णिम्) ।
'वादि-वेताल'-विशदं, श्रीशान्त्याचार्यमाह्वयत् ॥ २०१ ॥

अशोधयदिमां चासावुत्सूत्रादिप्ररूपणात् ।
शब्द-साहित्यदोषात्तु, सिद्धसारस्वतेषु किम् ? ॥ २०२ ॥"

—વિશેષ માટે જુઓ પ્રભાવકચરિત (સિંઘી જૈન ગ્રન્થમાલા-ગ્રં. ૧૩ શ્રીજિનવિજય-સંપાદિત, સં. ૧૯૯૭માં ભારતીય વિદ્યાભવન મુંબઈથી પ્રકાશિત)

હાલમાં જાણવામાં આવ્યું છે કે—પં. શ્રીકલ્યાણવિજયજી ગણિ-રચિત કલ્યાણ-કલિકા (પ્રતાકાર દ્વિતીય ભાગ) શ્રી કે. વિ. શાસ્ત્રસંગ્રહ-સમિતિ જાલોર-મારવાડ(રાજસ્થાન) તરફથી સં. ૨૦૧૨માં પ્રકાશિત ગ્રન્થમાં, આ અર્હદભિષેકવિધિ મૂળ પ્રકાશિત છે, તે તપાસતાં ત્યાં પત્ર ૧૭૫માં ૧૩ 'શ્રીશાન્તિવાદિવેતાલીય અર્હદભિષેકવિધિ' મથાળા પછી, ૧૭૭મો શ્લોક જણાવ્યો છે કે—

" अभिषेकविधिः पूर्वे, कथितः शान्तिसूरिभिः ।
तमाश्रित्याभिषेकाणां, विधयो जज्ञिरेऽखिलाः ॥"

—ત્યાં પત્ર ૧૭૮ થી ૧૯૦ સુધીમાં 'अर्हदभिषेक' મથાળા નીચે વચ્ચે વચ્ચે થોડી વિધિ સાથે 'અર્હદભિષેકવિધિ'નો મૂળ પાઠ પ્રકાશિત

કર્યો છે, પરંતુ અહિં પ્રકાશિત સંસ્કૃત પંજિકા કે ગૂર્જરાનુવાદ ત્યાં નથી, તેની પ્રસ્તાવનામાં તેના કર્તા સંબંધમાં જણાવેલ તેમનું મન્તવ્ય આગળ દર્શાવીશું. તેનો મૂળ પાઠ ત્યાં કઈ પ્રાચીન પ્રતિ-પુસ્તિકાના આધારે પ્રકાશિત કર્યો છે, તે સૂચવ્યું નથી, પરંતુ અમ્હારા જાણવા પ્રમાણે 'જૈન સાહિત્ય વિકાસ મંડળ'–આ સંસ્થાએ પ્રકાશિત કરવા માટે ૧૧ વર્ષો પહેલાં કરાવેલી આ ગ્રન્થની પ્રેસકોપીની નકલ તેમને વિદ્વદ્વર્ય મુનિરાજ શ્રી પુણ્યવિજયજી દ્વારા મળી જણાય છે. તેનો તેમણે આ રીતે ઉપયોગ કર્યો જણાય છે. તુલનાત્મક દૃષ્ટિએ તપાસતાં, પંજિકા સાથે વિચારતાં ત્યાં છપાયેલા મૂળ પાઠમાં કેટલીક અશુદ્ધિઓ જણાય છે. સુજ્ઞ વાચકોને સમજવા માટે તેના અશુદ્ધ પાઠો, અહિં પ્રકાશિત ગ્રન્થના શુદ્ધ પાઠો સાથે આગળ અનુક્રમે દર્શાવવામાં આવે છે -

| कल्याणकलिका (खण्ड २) | | અહિં પ્રકાશિત | |
|---|---|---|---|
| अर्हदभिषेक | | अर्हदभिषेकविधि | |
| પત્રમાં | અશુદ્ધ પાઠ | પૃષ્ઠમાં | શુદ્ધ પાઠ |
| १७८(२) | *–फलमङ्गलं लक्ष्य– | ४२ | –फलं मङ्गलं लक्ष्म |
| ,, | स्वप्नमुत्रापघाति | ,, | स्वप्नमुत्पातघाति |
| १७९(१) | प्रत्याह्नैः | ५१ | प्रत्याहृतैः |
| १७९(२) | –तोत्कृष्टि | ५३ | –तोत्कुष्टि– |
| ,, | स्वरूपं | ,, | सुरूपं |
| ,, | ऽत्यङ्ग– | ५४ | –त्यङ्ग– |
| ,, | सर्वानावाहयेत् | ५५ | सर्वानत्राह्वयेत् |
| १८०(१) | स्मांन् | ५६ | स्मर |
| ,, | सकला | ,, | सफला |
| ,, | *संस्थाता | ५९ | संस्थातो |
| ,, | –रसना– | ,, | –रशना– |

| कल्याणकलिका (खण्ड २)मां पत्रमां | અશુદ્ધ પાઠ | અહિં પ્રકાશિત પૃષ્ઠમાં | શુદ્ધ પાઠ |
|---|---|---|---|
| १८०(२) | समातु | ६२ | समस्त |
| ,, | –विवलित– | ,, | विचलित– |
| ,, | भवने | ६३ | भुवने |
| १८१(१) | –कल्पतुल्याः | ,, | –कल्पतल्पाः |
| ,, | –द्रोणीप्रसूतिः | ६६ | –द्रोणी प्रसूतिः |
| ,, | –सत्कल– | ,, | –सत्फल– |
| ,, | –लतानिर्वाण– | ,, | –लता निर्वाण– |
| ,, | महिमास्वामिन्प्र– | ,, | महिमा स्वामिन् ! प्र– |
| ,, | *सुखास्तकलिका– | ,, | सुखास्तकलिला |
| ,, | ध्यामापि | ,, | श्यामाऽपि |
| ,,(२) | –मधिरुह्य*विभाति | ६७ | –मभिरुह्य विभान्ति |
| १८२(२) | पतन्तु | ७६ | पुनन्तु |
| १८३(२) | हेमाद्रि | ,, | हिमाद्रि– |
| ,, | विलासिर्नी, जन– | ७७ | विलासिनीजन– |
| ,, | सिन्धु धुनी | ,, | सिन्धुधुनी |
| ,, | ण्युपनयंत्व– | ,, | –ण्युपनयत्व– |
| ,, | *नासिश्नन्त्यो | ७८ | –नासिश्नन्त्यौ |
| ,, | *–वनान्तो | ७९ | –वनान्ते |
| १८४(१) | –वताव– | ८२ | –वतोऽव– |
| ,, | प्रत्यादृते | ,, | प्रत्यादृते |

* આવી નિશાનીવાળા પાઠો કલ્યાણકલિકાના શુદ્ધિપત્રકમાં પાછળથી સુધાર્યા છે.

| कल्याणकलिका (खण्ड २) | | અહિં પ્રકાશિત | |
|---|---|---|---|
| પત્રમાં | અશુદ્ધ પાઠ | પૃષ્ઠમાં | શુદ્ધ પાઠ |
| १८४(२) | -वारिहारि | ८३ | -वारि हारि |
| ,, | -सम्भ्रमासम्भ्रम- | ८४ | -सम्भ्रमा सम्भ्रम- |
| ,, | तेगिच्छि निवास- | ,, | तिगिछि-निवास- |
| ,, | पुण्डरीकेण | ८६ | पौण्डरीकेण |
| १८५(१) | शस्यानाम | ८७ | -सस्यानाम |
| ,, | तत्सलिलैः | ८८ | सत्सलिलैः |
| ,,(२) | तस्यन् | ९० | तस्य |
| ,, | -सोपयोगे | ,, | सोपयोगो |
| १८६(१) | -मर्चन्वि | ९३ | मर्चयन्ति |
| ,, | -मयपट्टो- | ९४ | -मदपट्टो |
| ,, | निर्गन्थ- | ९६ | निग्रन्थ- |
| ,,(२) | -स्तीर्थंकरत्वनाम- | १०२ | -स्तीर्थंकरनाम- |
| ,, | -द्रव्यारम्भ- | १०४ | -द् वस्यारम्भ- |
| ,, | क्षतकलिबलि- | १०५ | क्षतकलि बलि- |
| १८७(१) | -गीत- | १०७ | -गीति- |
| ,, | -वल्गन्नन्दी | ,, | वल्गन-नान्दी |
| ,, | आरात्रिकावन- | ,, | आरात्रिकावता- |
| ,, | *हतानापम् | १०८ | हतात् तापम् |
| ,, | जिन-तिशय- | ,, | जिन-तिशयि- |
| ,, | -ज्ञातक- | १०९ | -यातक- |
| ,,(२) | गोष्टीकपुरमुख्याणां | १११ | गोष्ठी-पुर-मुख्यानां |
| ,, | आयातकि- | ११२ | आयात कि- |
| ,, | -निशाद- | ,, | -निषाद- |

| કल्याणकलिका (खण्ड २) | | અર્હં પ્રકાશિત | |
|---|---|---|---|
| પત્રમાં | અશુદ્ધ પાઠ | પૃષ્ઠમાં | શુદ્ધ પાઠ |
| १८८(१) | -वन्दितांघ्रि- | ११३ | -वन्दितांह्रि- |
| ,, | कृत्वाऽशेपान् | ११४ | कृत्वा शेपान् |
| ,,(२) | -परिवारां | ११५ | -परिवारां |
| ,, | कृतपूजाघन्ती- | ,, | कृतपूजा बली- |
| ,, | घलामहा: | ,, | -घला महा: |
| ,, | यथा स्ववारेपु | ११६ | यथास्वं वारेपु |
| ,, | -कल्याणजुषो | ११७ | -कल्याणयुजो |
| १९०(१) | स्नपनविधि विधिमर्हतोऽर्हत: | १२२ | स्नपनविधिमर्हतो- ऽर्हतो विधिम् । |

## અર્હદ્દભિષેકવિધિ સંબંધમાં
## પં. કલ્યાણવિજયજી મ.નું મન્તવ્ય

કલ્યાણકલિકા(ખંડ ૨) પૃ. ૧૭૫માં માં૦ ટીંમાં જણાવેલ છે કે –

' अर्हदभिषेक सर्व प्रथम वादिवेताल शान्तिसूरीजीए कहेल, तेना आधारे ते पछीना आचार्योए भिन्न भिन्न नामथी घणी अभिषेक विधिओ बनावेली. '

પં. કલ્યાણવિજયજી મહારાજે कल्याणकलिका खं० २ માં તા. ૭–૩–૫૬ની પ્રસ્તાવનાના પત્ર ૩૪–૩૫માં જણાવ્યું છે કે—

" अर्हदभिषेकविधि वादिवेताल शान्तिसूरिजीनी संस्कृत कृति छे, आ अभिषेकविधि अप्रसिद्ध छे छतां महत्त्वपूर्ण छे, आ अभिषेकविधिनां ९९ संस्कृत पद्यो छे जे घणां ज विद्वत्तापूर्ण छे.

अमे आ विधिने भाषान्तरित करीने ज नहिं पण भणावी शकाय ए रीते प्रक्रियाबद्ध विधिनी साथे आपी छे.

आ अभिषेकविधिनो रचनाकाल कई शताब्दी छे ए निश्चित-पणे कहेवुं मुश्केल छे छतां एटलुं तो निर्विवादपणे कही शकाय के आ कृति नवमा सैका पहेलांनी छे, केम के शीलाचार्या-परनामधारी तत्त्वादित्यनी एना उपर संस्कृत पंजिका मळे छे."

પંજિકાના પ્રારંભના બે પદ્યો દર્શાવ્યા પછી, ત્યાં તેના અંતનો ઉલ્લેખ સૂચિત કર્યો છે—

"इति श्रीशान्तिवादिवेतालीये भगवदर्ह[द]भिषेकविधौ तत्त्वा-दित्यकृतायां पञ्जिकायां पंचमं पर्व ॥ ९९ ॥"

—[અહિં પૃ. ૧૨૨માં દર્શાવેલ તાડપત્રીય પ્રતિનો જુદો ઉલ્લેખ છે.]

એ પ્રસ્તાવનામાં આગળ જણાવ્યું છે કે—

"पंजिकाकारनी लेखन शैलि ज कही आपे छे के एओ ८–९मा(आठमा नवमा) सैका पछीना नथी, पञ्जिकाना समाप्ति-लेख उपरथी जणाय छे के अर्हदभिषेकविधिना रचयिता श्रीशान्ति-सूरि 'वादिवेताल'ना नामथी अधिक प्रसिद्ध हता, प्रत्येक पर्वनी समाप्ति "इति शान्तिवादिवेतालीये" [તાડપત્રીય પ્રતિમાં આવો પાઠ નથી] आ शब्दोनी साथे करवानो ए ज मतलब छे."

વિશેષમાં ત્યાં તેમની માન્યતા જણાવી છે કે—

"विक्रमना छठ्ठाथी पंदरमा सैका सुधीनां हजार वर्षमां दशेक शान्तिसूरिनां नामो उपलब्ध थयां छे तेमां अमारी मान्यतानुसार आ वादिवेताल शान्तिसूरि सर्व प्रथम होइ शके, माथुरी तथा वालभी वाचनाओना समन्वय निमित्ते वलभीमां मळेली बन्ने

वाचनानुयायी श्रमणसंघोनी सभामां एक गंधर्व वादिवेताल शान्तिसूरि उपस्थित हता जेमणे वालभ्य संघना प्रमुख कालकाचार्यनी संघकार्यमां सहायता करी हती अने बन्ने वाचनानुगत आगमोनो समन्वय कराव्यो हतो, अमारी मान्यता प्रमाणे ते गंधर्व वादिवेताल अने अभिषेकविधिकार वादिवेताल शान्तिसूरि अभिन्न होवा जोइये, केटलाक विद्वानो उत्तराध्ययननी पाइयटीकाकार शान्तिसूरिने 'वादिवेताल' माने छे जे बराबर नथी पाइयटीकाकार शान्तिसूरि थारापद्रगच्छीय हता अने ते अग्यारमा सैकाना विद्वान् हता अने वादिवेताल शान्तिसूरिथी अर्वाचीन हता. "

## " जिनस्नात्रविधि अने अर्हदभिषेकविधिनी समकालीनता—

श्री जैन साहित्य विकास मंडल तरफथी जेना प्रकाशननी जाहेरात थइ हती ते 'जिनस्नात्रविधि'नी वादिवेतालीय अभिषेकविधिनी साथे तुलना करी जोतां जणायुं के उक्त बंने विधिओ एक बीजीनी असरथी मुक्त छे, वादिवेताले ' स्नात्रविधि ' के स्नात्रविधिकार आचार्य श्रीजीवदेवे ' अभिषेकविधि ' जोइ होत तो तेनी थोडी पण असर एक बीजानी कृतिमां आव्या विना रहेत नहिं. आथी जणाय छे के उक्त बन्ने कृतिओ लगभग समकालीन होवी जोइये.

अभिषेकविधिना मूलनी कोपी तथा अभिषेकविधिनी पंजिकानुं पुस्तक विद्वान् मुनिवर्य श्रीपुण्यविजयजीना सौजन्यथी मलतां अमे कलिकामां ए विधि आपवा समर्थ थया छीये ए वातनो अमारे स्वीकार करवो जोइ॰

## તત્ત્વાદિત્ય શીલાચાર્ય કયા ?

આચારાંગસૂત્રની ૧૨૦૦૦ શ્લોક-પ્રમાણ ટીકાની ખંભાતની સં. ૧૩૨૭માં લખાયેલી તાડપત્રીય પ્રતિનો અંતિમ ઉલ્લેખ પિટર્સન રિપોર્ટ ૩, પૃ. ૮૯-૯૦માં પ્રકાશિત છે કે—

"शकनृपकालातीतसंवत्सरेषु सप्तसु चतुरशीत्यधिकेषु वैशाखपंचम्यां आचारटीका दृब्धेति ।

शीलाचार्येण कृता गंभूतायां स्थितेन टीकैषा ।
सम्यगुपयुज्य शोध्या मात्सर्यविनाकृतैरार्यैः ॥ "

આગમોદય સમિતિ તરફથી સં. ૧૯૭૩માં પ્રકાશિત એ આચારાંગ-ટીકામાં ઉલ્લેખ છે કે—

" ब्रह्मचर्याख्यश्रुतस्कन्धस्य निर्वृतिकुलीनश्रीशीलाचार्येण तत्त्वादित्यापरनाम्ना वाहरिसाधुसहायेन कृता टीका परिसमाप्तेति । ग्रं. ९७६ "

સૂત્રકૃતાંગસૂત્રની ટીકાના અંતમાં પણ શીલાચાર્યના નામ સાથે સહાયક વાહરિગણિના નામનો નિર્દેશ છે—

" समाप्ता चेयं सूत्रकृतांगसूत्रस्य टीका । कृता चेयं शीलाचार्येण वाहरिगणि-सहायेन ॥ " —પિ. રિ. ૩, પૃ. ૭૦

૧૨૬૦૦ શ્લોક-પ્રમાણ પ્રાકૃત चउप्पन्न-महापुरिसचरिय(चतुष्पंचाशन्-महापुरुषचरित)ની તાડપત્રીય પ્રતિ મહારાજા કુમારપાલના રાજ્યકાલમાં-સં. ૧૨૨૭માં લખાયેલી જેસલમેરના બડાભંડારમાં વિદ્યમાન છે, તેનો ઉલ્લેખ અમે જેસલમેર ભં. ગ્રન્થસૂચિપત્ર(પૃ. ૩૯. ગા.ઓ.સિ. નં. ૨૧ સન્ ૧૯૨૩)માં દર્શાવેલ છે, તથા ત્યાં અપ્રસિદ્ધગ્રન્થ-ગ્રન્થકૃત્પરિચય પૃ. ૪૩-૪૪માં પરિચય કરાવતાં બૃહટ્ટિપ્પનિકાનો ઉલ્લેખ દર્શાવ્યો છે કે-

" महापुरुषचरित्रं प्रा० मु० शलाकापुरुषवृत्तवाच्यं ९२५ वर्षे शीलाचार्यैः कृतम् । "

—તથા ત્યાં, તે ગ્રન્થની સ્વ. હુંસવિજયજી મહારાજે કરાવેલી નકલનાં અંતિમ પદ્યો દર્શાવ્યાં છે કે—

" चउप्पण्णमहापुरिसाण एत्थ चरियं समप्पए एयं ।
सुयदेवयाए पय-कमल-कंति-सोहाणुहावेण ॥
आसि जसुज्ज[ल]जोण्हा-धवलिय-नेव्वुयकुलंबराभोओ ।
तुहिणकिरणो व्व सूरी इहइं सिरि माणदेवो त्ति ॥
सीसेणं तस्स रइयं, सीलायरिएण पायडफुडत्थं ।
सयलजणबोहणत्थं, पाययभासाए सुपसिद्धं ॥ "

—એથી સ્પષ્ટ જણાય છે કે-યશરૂપ ઉજ્જ્વલ જ્યોત્સ્નાથી નિર્વૃતિ-કુલરૂપી આકાશ-વિસ્તારને ઉજ્જ્વલ કરનાર ચન્દ્ર-સમાન થયેલા માનદેવસૂરિના શિષ્ય શીલાચાર્યે સકળ જનોને બોધ પમાડવા માટે પ્રાકૃતભાષા દ્વારા એ ૫૪ મહાપુરુષોનું પ્રકટ સ્ફુટ અર્થવાળું ચરિત રચ્યું હતું, બૃ૦ માં જણાવ્યા પ્રમાણે એ રચના સં. ૯૨૫માં માન્ય રાખી શકાય, એ જ નિર્વૃતિકુલીન શીલાચાર્યે ગંભૂતા(ગાંભૂ)માં રહીને શક સં. ૭૮૪=વિક્રમ સંવત્ ૯૧૯માં આચારાંગસૂત્રની ટીકા રચી હતી અને એ જ સમયમાં સૂત્રકૃતાંગસૂત્રની ટીકા પણ રચી જણાય છે. એ બંને ટીકામાં વાહરિ સાધુ(ગણિ)નો ઉલ્લેખ મળે છે

અર્હદભિષેકવિધિના કર્તાએ પોતાની આ કૃતિમાં પ્રશસ્તિરૂપે કે બીજી રીતે ઉલ્લેખ કરીને ક્યાંય પોતાનો સ્પષ્ટ પરિચય આપ્યો નથી–એટલું જ નહિ, પોતાના નામનો પણ પ્રકટ નિર્દેશ કર્યો નથી; તાડપત્રીય પ્રતિમાં પાંચે પર્વની પંજિકાના અંતમાં ફક્ત 'વાદિવેતાલ–પર્વણિ' જેવો ઉલ્લેખ મળે છે, પંજિકાકારે પંજિકાના પ્રારંભમાં મૂળકારને 'વાદિવેતાલ' એવા નામથી જ સૂચિત કર્યા છે, તે સાથે 'શાન્તિસૂરિ'

નામનો પણ ઉલ્લેખ કર્યો નથી. પ્રભાવકચરિત્રમાં દર્શાવેલ 'વાદિવેતાલ' બિરુદવાળા શાન્તિસૂરિનો પ્રબન્ધ, ઉપર સંક્ષેપમાં દર્શાવ્યો છે.

પં. કલ્યાણવિજયજીના મન્તવ્ય પ્રમાણે આ અર્હદભિષેકવિધિના કર્તા આ 'વાદિવેતાલ' શાન્તિસૂરિ નહિ, પરંતુ બીજા પ્રાચીન 'ગંધર્વ' વાદિવેતાલ'ની કલ્પના છે. અહિં ક્યાંય 'ગન્ધર્વ' પદ સાથે તેનો નિર્દેશ નથી.

અહિં પ્રાચીન તાડપત્રીય પ્રતિમાં ચોથા પર્વની પંજિકાના અંતમાં 'इति वादिवेताल-पर्वणि शान्तिसूरि-कृत-पंजिकायां' એવો ઉલ્લેખ જોવાય છે અને છેલ્લે પાંચમા પર્વની પંજિકાની સમાપ્તિમાં 'श्रीशान्ति(? वादि)-वेतालीय-पर्व-पंजिका समाप्ता इति' પછી છેલ્લી પંક્તિમાં 'कृतिरियं श्रीशीलाचार्यस्य' એવો ઉલ્લેખ છે [જુઓ પૃ. ૧૦૩ અને ૧૨૨].

—આવી રીતે આ ગ્રન્થમાં પંજિકાકારનાં બે સ્થળે બે નામો મળે છે, તે બંને તત્ત્વાદિત્ય અને શીલાચાર્ય એક જ વ્યક્તિનાં નામો માનીએ, તો પણ તત્ત્વાદિત્ય અપરનામવાળા નિર્વૃતિકુલીન પ્રાચીન શીલાચાર્ય, જેમણે આચારાંગસૂત્ર અને સૂત્રકૃતાંગસૂત્રની બાર બાર હજાર શ્લોક-પ્રમાણ વ્યાખ્યાઓ રચી હતી અને જેમણે બાર હજાર શ્લોક-પ્રમાણ પ્રાકૃત 'ચઉપ્પન્ન-મહાપુરિસ-ચરિય' (चतुष्पञ्चाशन्महापुरुषचरित)ની રચના કરી હતી, જેઓ વિક્રમની દશમી સદીમાં વિદ્યમાન જણાય છે, તેમનાથી આ ગ્રન્થના પંજિકાકાર અર્વાચીન જુદા હશે–પંજિકા જેવી સંક્ષિપ્ત વ્યાખ્યા–રચના તેમની નહિ હોય–તેવું અનુમાન થાય છે.

બીજી રીતે પણ વિચારણા કરવી યોગ્ય છે. પ્રતિક્રમણસૂત્રોમાં સંસ્કૃત 'બૃહચ્છાન્તિ' પાઠ પ્રસિદ્ધ છે, તેના કર્તા અને અહિં પ્રકાશિત 'અર્હદભિષેકવિધિ'ના કર્તા એક હોય, તેમ માનવાને કારણો છે. બૃહચ્છાન્તિમાં જે પાઠ મળે છે–'अहमिदं कृतानुकारमिति कृत्वा महाजनो येन गतः स पन्थाः' આને મળતો પાઠ અહિં પૃ. ૫૧માં–અર્હદભિષેક-વિધિના પ્રથમ પર્વમાં ૮મા પદ્યમાં જોઈ શકાય છે—

